ટૂંકું ને ટચની

વાર્તાવિશારદ સત્યેન્દ્રપ્રસાદ મહેતા સીનેમા વાર્તામાળા

# પત્રોમાં પ્રણય વેદના

[ સ્નેહીજીવન જીવવા મથતા એક પ્રણયી જોડાની મનોદશાનું અચ્છુ ભાન કરાવતી રસદાયક પ્રણય કથા ]

:: અનુવાદક ::

બાબુભાઈ નારણદાસ મહંત

પ્રકાશક ::

મનસુખરામ દામોદર મહેતા, એન્જીનીયર

તંત્રી-ટૂંકું ને ટચ, સુખના સ્વપ્નાં, વહેમના વાદળ તથા વાઘણના લેખક. ૧૫૩૯-૨, જમાલપૂર ટાકરશાની પોળ-અમદાવાદ.

મૂળ હિન્દી ઉપરથી સુધારા વધારા સાથે

વાર્ષિક લવાજમ ભેટના પુસ્તક સાથ રૂ. ૧ ૮-૦ પાદરા રૂ.[illegible]-૮-૦

છુટક નકલ કિંમત રૂ ૦-૧-૬

## દરેક જાતના તાવનો રામબાણ ઈલાજ

બાટલી લેતી વખતે નેરોલ નંબર આઠસો આઠ છે કે કેમ તે બરાબર તપાસી લેજો. નહિ તો દુકાનદાર કોઈ ભળતીજ બાટલી આપશે. દરેક જાણીતા દવાવાળા તેમજ ગાંધીની દુકાને મળશે

**ધી નેરોલ એજન્સી** ત્રણ દરવાજા
અમદાવાદ.

## —ખાસ સુચના—

મારા તરફથી બહાર પડતાં દરેક પુસ્તકો તેમજ આ પુસ્તકમાં છપાએલ "**ટૂંકું ને ટચ**" નામનો લેખ તેમજ બધુંએ લખાણ માત્ર કલ્પિત જ છે. કોઈ અંગત વ્યક્તિ ઉપરથી ઉપજાવી કાઢેલ નથી માટે કોઈએ માથે ઓઢી લેવું નહિ.

**ગ્રાહકોએ** લવાજમ તાકીદથી ભરી દેવાં. કઈ સીરીઝના ગ્રાહક થવું છે તે લખી જણાવવું. જેનાં લવાજમ નહિ આવે તેને ચોપડીઓ મોકલવાનું બંધ કરવામાં આવશે.

**એજંટોએ** પાછળનો હિસાબ મોકલી આપવો, નહિ તો ચોપડીઓ મોકલવામાં આવશે નહિ.

—**પ્રકાશક.**

ટૂંકું ને ટચની

વાર્તાવિશારદ સત્યેન્દ્રપ્રસાદ મહેતા સીનેમા વાર્તામાળા

# પત્રોમાં પ્રણય વેદના

[ સ્નેહીજીવન જીવવા મથતાં એક પ્રણયી જોડાંની મનોદશાનું અચ્છું ભાન કરાવતી રસદાયક પ્રણય કથા ]

:: અનુવાદક ::

**બાબુભાઈ નારણદાસ મહંત**

પ્રકાશક ::

**મનસુખરામ દામોદર મહેતા, એન્જીનીયર**

તંત્રી–ટૂંકુ ને ટચ, સુખનાં સ્વપ્નાં, વહેમના વાદળ તથા વાઘણના લેખક. ૧૫૩૯–૨, જમાલપૂર ટોકરશાની પોળ–અમદાવાદ.

મૂળ હિન્દી ઉપરથી સુધારા વધારા સાથે

વાર્ષિક લવાજમ ભેટના પુસ્તક સાથે રૂ. ૧–૮–૦ પરદેશ રૂ. ૨–૮–૦

**છુટક નકલ કિંમત રૂ. ૦–૧–૬**



મુદ્રણસ્થાન : 'વસંત મુદ્રણાલય'
મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
ઘીકાંટા રોડ, સિવિલહૉસ્પિટલ સામે
અમદાવાદ



# —અર્પણ પત્રિકા—

શ્રીમાન શેઠજી સાહેબો—

**રા. ચંદુલાલ ટી. શાહ.**
**રા. છોટાલાલ નરસીદાસ દોશી.**
**ફેવરીટ સ્વીસ વૉચ કંપનીના માલેકો**

—**અમદાવાદ.**

વિ. સાથે ઘણી જ નમ્રતાપૂર્વક લખવાની રજા લઉં છું કે મ્હારી તદ્દન નવી શરૂ થતી વાર્તામાળાની અર્પણ પત્રિકા આપના જેવા ઉદાર, સાહિત્યરસીક અને કદરદાન શેઠ સાહેબોને અપાય તો ઘણુંજ સારૂં–એમ સમજીને આ પ્રથમ પુસ્તક આપ સાહેબોને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું તો સ્વીકારી આભારી કરશોજી.

લી. આપ સાહેબોનો આભારી–
**મનસુખરામ દામોદર મહેતા, એન્જીનીયર.**
તંત્રી—ટૂંકું ને ટચ—પ્રકાશક.

૧૫૩૯–૨, જમાલપૂર; ટોકરશાની પોળ–

**અમદાવાદ ૧-૧-૩૦**



## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતાનાં સંસ્મરણો

આપણા નવલકથાકારોમાં ચારિત્ર્યશીલ, નિરાભિમાની, અને મળતાવડા ઘણા થોડાજ લેખકો આપણી નજરે પડશે. જો તેમાંના કોઇ હોય તો તે શ્રી સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા છે.

વિદ્યાભ્યાસ માત્ર ગુજરાતી સાત ચોપડીનો હોવા છતાં તેમનો ઉંડો અનુભવ અને બ્હોળું વાંચન એમની નવલકથાઓ વાંચનારા સારી પેઠે જાણી શકશે.

હાલમાં એમનું વલણ નવલકથાઓ લખવા તરફ ઘણું થોડુંજ છે; તેઓ અહિંની મ્યુનિસીપાલીટીના કાઉન્સીલર છે અને લોકસેવાની ઉંડી ધગશ રાખે છે એટલુંજ નહિ પણ જનતાને કરી બતાવ્યું છે, કરે છે અને જીવંત સેવાજ કરશે.

એમની લોકપ્રિયતાની સાબીતીમાં એમની કેટલીક નવલકથાઓની સીનેમા ફીલ્મો બહાર પડી છે તે, અને બીજા અનેકાનેક દાખલા મળી આવે છે; પરમાત્મા એમને દીર્ઘાયુ રાખો એ પ્રાર્થના સાથે વિરમું છું.

તા. ૨૮-૧૨-૨૯. પ્રકાશક.

॥ શ્રી ૧ ॥

# ટૂંકું ને ટચ

રીચીરોડના સરીયામ રસ્તા ઉપરના એક સીનેમાના માલીકે વાતચીતમાં મને કહ્યું કે "તમે સમાજને તમારા પત્રમાં હલકું પીરસતા હતાઃ—"

જવાબમાં મેં જણાવ્યું કે "મારા પત્રમાં હલકું નહિ પણ હળવામાં હળવું સાહિત્ય પીરસતો હતો તે કબુલ કરૂં છું. પણ આજ કાલનાં મુબઇમાં ફાટી નીકળેલાં છાપાંઓ જેવું તો નહોતુંજ"

જે હકીકત એ ખાંડવાળાએ કબુલ કરી વિશેષમાં નાટક અને સીનેમા વાળાઓએ મર્યાદા મુકીને સમાજને હલકામાં હલકું (નીચ) સાહિત્ય પીરસીને જનતાનું સત્યાનાશ વાળવાનાં કાર્યો કર્યાં છે.

નામદાર સરકાર શા માટે એવાઓ ઉપર યોગ્ય પગલાં લેતા નથી? એજ નવાઇની વાત છે સમાજ સુધારણાને બાજુ ઉપર રાખી ને જે સંસ્થાઓ અનેક ગુન્હાઓ તેમજ પાપાચારો વધવામાં ટેકારૂપ થઇ પડે છે તેના ઉપર જરૂર અંકુશ હોવો જોઇએ.

પત્રકારોને થોકબંધ જાહેર ખબરો મળતી હોય એટલે એ શા માટે કાંઇ પણ બોલે?

ઉપરોક્ત સીનેમાના નાગર જ્ઞાતિના મેનેજર પોતાની ભયમાં રહેલી નોકરી જારી રાખવા પોતાના ભાઇને નામે ગમે તે ઉપનામ અપાવીને અહિંના બીજા નાટક સીનેમાના સાચા જુઠા ખબર મોકલાવ્યા કરે છે. અને મુંબઇના આંખ કાનના અધુરાને હાલી નીકળેલા પત્રકારો ખુટતી મેટરના ખાડા પુરવા અહીંથી મોકલાય એવા ખબરો છાપ્યા કરે ને એ બ્હાને મેનેજર સાહેબ પોતાના ભાઇને પણ ઓપરેટરની નોકરીએ કેબીનમાં ધકેલી દે.

વાહ ! ભાઇ વાહ ! ધંધાતો સારા કરો છો. બીજા ધંધાદારી-ઓનાં કામ આ રીતે જ હલકાં પાડો છો ? પોતાના શેઠનું સારૂં ને બીજાનું ખોટું ?

વળી પોતે કે પોતાના ભાઇનાં પરાક્રમ ખુલ્લાં ન પડી જાય એ માટે એ વાંક મારા જેવા નિર્દોષ ઉપર ઢોળી પાડી પોતે છટકી જવા માગો છો પણ યાદ રાખજો કે " **પાપ હમેશાં ટેકરે ચડીને પોકારશેજ** " સમાજની આંખ છે ખરૂં ખોટું સારી રીતે પારખી શકે છે:—

મારા ઉપર ખુની હુમલો કરવા માટે તમે બીસ્કુટ ગલ્લીના દાદાને ઉશ્કેરવાના પ્રયાસો કરી ચુકયા પણ નામદાર સરકારના રાજ્ય-માં અંધેર લાંબો વખત નહિ ચાલે એ ધ્યાનમાં રાખજો.

ગવર્નમેન્ટને જો એવીજ ખાત્રી હોત કે ઘીકાંટાના રસ્તા ઉપર દાદાગીરીથીજ સલાહ સંપ રહી શકશે તો પોલીસખાતું એટલું કમી કરત—પણ સત્ય ઘટના એવી નથી.

મરઘાં લડાવવાના ધંધાથીજ જો તમારાં પેટનો ખાડો પુરાતો હોય તોએ તમને મુબારક—ઇત્યલમ.

પ્રકાશક.



ગર્લ્સ કોલેજ, હોસ્ટેલ

**મ્હારી પ્યારી ભાભી** અમદાવાદ તા. ૨૮–૧૧–૨૯

હજાર વાર વંદન.

ત્હમે મનમાં વિચારતા હશો કે, બે મહિના સુધી મ્હે તમને એક પણ કાગળ સોગન ખાવા પણ લખ્યો નથી. એનું એક ઘણું જ મ્હોટું–ત્હમારા ચોટલાના વાળ છુટની એડી સુધી અડે તેનાથી પણ મ્હોટું કારણ છે. સાંભળશો ? ત્હમારી સાંભળવા ન સાંભળવાની પરવા પણ કોણ કરે છે ? હું તો તમને બળાત્કારે પણ સંભળાવીશ. તમે પણ તમારા દીલની વાત સંભળાવતી વખતે મ્હારી સાંભળવા ન સાંભળવાની ક્યાં પરવા કરી છે ?

ભાભી ! દીલની વાત તમારી રૂબરૂ કહેવાની હોત તો હિંમત ન થાત. પરન્તુ કાગળ લખતી વખતે હિમ્મત વધી છે. વધુ ન લખતાં હું ચોખ્ખે ચોખ્ખુ જ કબુલ કરી લઉં છું કે હું " આજકાલ ઘણી જ ઇન્તેજાર છું. મ્હારી ઇન્તેજારી એ પ્રેમની છે. જેની ચર્ચા તમારા મ્હોડેથી ઘણી વખત સાંભળી હતી. તે વખતે થતું કે શું મારી જીંદગીમાં એવો પણ વખત આવશે કે હું પણ ત્હમારી માફક મ્હારા "એ" ની ખાતર ઇંતેજાર થઇશ ! એ વખતે મ્હને તમારી વાતો નવાઈ ભરી લાગતી પરન્તુ મ્હારૂં પણ આ વખતે એવું જ બન્યું છે. "

ગયા ઓકટોમ્બર માસની એ વાત છે. એ દિવસે અમારી લાફ્સિકુલ સુપીન્ટેન્ડેન્ટ મીસીસ ફોડે હોસ્ટેલની છોકરીઓને કહ્યું કે " આજે અમદાવાદ કોલેજના વિદ્યાર્થીઓ અને યુરોપીયન ટીમ વચ્ચે મેચ રમાશે. તમારામાંથી જેને જોવા આવવું હોય એ તૈયાર થઈ રહે ? તે દિવસે ૧૫-૧૬ છોકરીઓની સાથે હું પણ મેચ જોવા ગઇ. મેચના મેદાનમાં હજારોની મેદની ઉભરાતી હતી.

યુરોપીયન અને તેમની સ્ત્રીઓ પણ કાંઇક દૃષ્ટિ ગોચર થતી હતી. જો તું ખોટું ન લગાડતી ! કેટલીક મ્હારા જેવી કાળી સ્ત્રીઓ પણ નજરે પડતી હતી.

નિયમ પ્રમાણે મેચ શરૂ થઈ. બંને બાજુના રમનારાઓ રણ મેદાનમાં પડયા. એક બાજુ સુંદર ખેલાડી, સફેદ ગોરા દેવતાઓ, અને બીજી તરફ કોલેજના વિદ્યાર્થીઓ હતા. બંને બાજુના લડવૈયાઓએ પોતાની સામેના હરિફોને હરાવવા માટે જીવતોડ પ્રયાસ આદરવા માંડયો. પરન્તુ ઇશ્વર સોગન કે ગોરા દેવતાઓ કોઈ અજબ રીતે રમી રહ્યા હતા. એટલામાં અડધો વખત પૂરો થયો ને " રિસેસ " પડી. લોકો તર્ક વિતર્ક કરવા લાગ્યા.

" વાહ, વાહ, આખરે અંગ્રેજો જીત પર છે ! કેવું સરસ રમતા હતા ? "

બે માણસો આવી જાતની વાતો કરતાં અમારી ખુરશી આગળથી નીકળ્યા.

" શું કોલેજવાળાઓ હારશે ? " તેમાંના એકને બીજાએ કહ્યું હતું.

" હમણાંથી જ ગભરાવા લાગ્યા ? " બીજાએ કહ્યું પણ કોલેજમાં પણ સારા સારા રમનાર " પ્લેયર " છે. જો હવે પછી ધ્યાન દઇ રમે તો ! અને ખાસ કરીને **મી. સેલત** તો પાછળથી ઘણું જ ગજબકારક રમે છે.

તે વખતે ત્રીજો માણસ અમારાથી દૂર દૂર, મ્હારી તરફ નજર નાંખી ને બોલ્યો. " ગર્લ્સ કોલેજની આ છોકરીઓ છે ? "

તેમાંના એકે ઉત્તર આપ્યો. " જણાય છે તો તેવી; કોઇની પર આશક તો નથી પડયો યાકૂબ ; "

તે મ્હારી તરફ વિકારી દૃષ્ટિથી જોતો હતો.

" જરા પેલી ને તો જુઓ ! " ત્રણે જણાએ ધીમી દૃષ્ટિ

મારી તરફ ફેંકી. પણ તેની દૃષ્ટિમાં કામ તરવરતો હતો. તેઓ આગળ કાંઇંક બકતા બકતા ચાલ્યા ગયા. મ્હે મ્હારી દૃષ્ટિ તેની તરફથી ફેરવી લીધી. વખત પુરો થયો ને મેચ શરૂ થઇ આ વખતે કોલેજ ટીમ રમવા ઉતરી.

આ વખતે સૌથી પહેલો રમનાર કોલેજ ટીમનો કેપ્ટન મી. શેલત આવ્યો.

સામી પારટીના એક ગોરા, સુંદર અને લાંબા નવયુવકે તેની તરફ જોઇને કહ્યું.

" બેગયોર પારડન. "

" બી કેર ફુલ "

કેપ્ટને તેની તરફ જોઇને સ્મીતવદને કહ્યું. તાળીઓના ગડગડાટથી થી મેદાન ગાજી ઉઠયું હતું. રમત શરૂ થઈ અને શેલત ખરેખર રંગ પર ચહડયો. ઉપરા ઉપરી તેણે બાઉન્ડ્રીઓ ઠોકવા માંડી; બીજા કેટલાક રમનારાઓના મામૂલી મદદથી તેણે જીતવાનો પ્રયાસ કર્યો. પરન્તુ ટાઇમ પૂરો થયો. ને કોલેજ વાળા હાર્યા. ચારે તરફથી મી. શેલતને લોકો વળગી પડયા, યુરોપીયન ટીમના કેપ્ટને મી. શેલતને બાથ બીડીને કહ્યું. " વેલ્ડનમાય યંગપ્લેયર " કહેવાય છે કે તે ક્રિકેટનો ભારે શોખીન છે. છાપાઓના ભૂતોએ તેનો ફોટો લેવા માટે દોડાદોડ કરી મૂકી, મીસીસ કીડે ખુરશી ખાલી કરતાં કહ્યું કે અમદાવાદ ઇંગ્લાંડ ન બન્યું; નહિ તો આજે શેલતની ઇજ્જત ઘણી જ વધી હોત. "

તે દિવસે મ્હે જોયું કે પોતાના પ્રસંશકોની વચમાં ખુબસુરત વદન વાળો ખુશનુમા ચહેરાથી ભરાવદાર સમો શેલત એક વાર નહિ પણ હજાર વાર ધ્યાન પૂર્વક જોઇએ તો પણ જોવા જેવો જ ભાસે છે. કેવી ભરાવદાર મુખાકૃતિ. હસતો જુવાન ! કેટલો સુંદર ! !

હમારી સુપ્રીન્ટેન્ડેટ મીસીસ ફીડે કહ્યું "ચાલો મોડું થાય છે." શેલતની પાછળ અમે પણ ચાલતા થયા. થોડેક આગળ ગયા ત્યાં જણાવ્યું આગળ તે યાકુબ મ્હારી આગળ જ ઉભો હતો. તેણે મ્હને જોઇ ગાવા માંડયું.

"સૂતો શીરીં પરે ફરહાદ
મરે લયલા પરે મજનુ?

કેટલી સરસ, ભાવસૂચક લીટીઓ પરન્તુ ગાનારના મ્હોં પર ના ભાવ ઘણા જ હલકા હતા. એટલે તેની તરફ તીરસ્કાર જ ઉપજે! અમારી મોટર દુર હતી. શેલત સાથેનું ટોળુ પાછળ આવતું હતું. એવામાં મ્હારી નજર એકાએક મ્હારા બુટ પર ગઇ એક બુટની દોરી છુટી ગઈ હતી. તેને બાંધવા માટે હું અમારી સાથીદારણોથી છુટી પડી ને દોરી બાંધવામાં મશગુલ થઈ. બાંધી રહ્યા પછી પાછળ મ્હોં ફેરવ્યું તો કોલેજના બંગાળી પ્રીન્સીપાલ સાથે શેલત ગૌરવ ભર્યો ચાલતો હતો.

તેની પાછળ એક મોટું ટોળુ હતું. જાણે વિજયપતાકા ફરકાવનાર સેનાપતિને વિદાયગીરીનું માન આપવા ઉલ્ટેલા નગરજનો! શેલતની મોટર સુધી ધન્યવાદનાં વાકયો ઉચ્ચારતું એ ટોળુ પાછળ આવતું હતું. તે ટોળામાં પેલો યાકૂબ પણ હતો. તેવા બદમાશને જોઈ હું આગળ ચાલી. પરન્તુ શેલતની મૂર્તિએ મ્હારી ચાલ ધીમી કરી દીધી.

ભાભી! સાચુ કહું? હૃદય તે વખતે કબ્જામાં જ ન રહ્યું. કોઈ પણ રીતે શેલત સાથે વાત કરવાનો પ્રસંગ શોધી રહ્યું બીજા બુટની દોરી બાંધવાના ઓઠા તળે હું ઉભી હતી. એ ટોળુ ચાલવા માંડયું. પેલા યાકુબે તે વખતે કહ્યું.

"કંઇ ખોવાયું છે?" તેણે મ્હારી મશ્કરી કરવા માટે જ કહ્યું હતું.

બીજા છોકરાએ કહ્યું કે " પ્રભુ જાણે ? "

ત્યારે ત્રીજો છોકરો ઘણો જ ડાહ્યો હતો; તેણે ધીમા અવાજે કહ્યું પણ મ્હારા સાંભળવાને માટે તે પૂરતો હતો ? " " દીલ ખોવાયું હશે ? "

ને ખરેખર ! ભાભી ! મ્હારૂં દીલજ ખોવાયું હતું. મ્હે સાંભળ્યું. ન સાંભળ્યું કરીને એટીકેટને ખાતર યાકુબને કહ્યું "Nothing thenk you " " નથીંગ થેન્કયુ " અને શેલન સાથે જ હતો. તેની તરફ જોઇને મ્હેં કંઇક કહેવાનો ખ્યાલ કર્યો, હિમત એકઠી કરીને કહી જ દીધું.

" Congietuletion " કોન્ગ્રેચ્યુલેશન્સ તમે એક ઘણા જ બાહોશ ખેલાડી છો ! ખરેખર આજ ઇંગ્લાંડ હત્ તો તમારા ચરણો પૂજત ! "

મ્હારી આ વાત સાંભળી સહુ છોકરા અજાયબ થયા. હું તો મુઠીઓ વાળીને ચાલી જ ગઇ. પાછળ કોણ બોલ્યું તે મ્હે સાંભળવાની તસ્દી પણ લીધી નથી. રસ્તામાં હૃદયમાં આ સાહસ માટે ગડમથલ થવા માંડી, હૃદયના ઉંડાણમાંથી એક અવાજ નીકળ્યો. સ્ત્રી જાત થઇને એક અજાણ્યા સાથે આ જાતનું વર્તન ! કેટલી બધી હિમ્મત ! !

પણ ! હું શું કરૂં ભાભી ? હવે સમજવામાં આવે છે કે માણસની એક વખત એવી પણ દશા થાય છે કે પોતે પોતાના હાથમાં પણ રહેતી નથી. ખરેખર ! આજ તને હસવું જ આવશે કેમ નહિ ભાભી ! તે વખતે કહેતી હતી કે મુક પંચાત હવે એવું કશું છે જ નહી ! પ્રેમ એ વસ્તુ જ નથી ? તે વખતે તું ! મને ચૂમીને કહેતી હતી કે તેના કેટલાક શબ્દો યાદ છે. " પ્રેમ શું છે તેની જાણ હમણાં નહિ પણ ચાર વર્ષ પછી પડશે ! તે વખતે તમે સમજશો કે પ્રેમને માટે કેટલાં કષ્ટ ભોગવવા માણસ તૈયાર થાય છે. "

પ્રેમ બાણુ વાગ્યાં હોય તે જાણે...
પેલા લંગોટીઆ શું પીછાણે !!

ખરેખર ! ભાભી ! આજ હું કબુલ કરૂં છું ! ત્હારા શબ્દો આજે સાચા પડેલા જોઉં છું !

સાંભળે છે ! જેણે કોઈ દિવસ પ્રભુને યાદ કર્યા નથી; તે આજે શેલતને સંભાળે છે. તેને ઝંખે છે ? આજે તો હું તેના કારણે જ જીવું છું એમ લાગે છે.

બસ ! હવે આટલું જ ! ! વધારે વાતો વળી કોઇ બીજા વખતે !

ભાભી ! આ વાતની કોઇને જાણ ન થાય, કોઇને તું કહેતી નહિ ! ત્હને મારા સમ ! નહિ તો પછી તું શીરીનનું કોઇ દહાડો મોં પણ જોઈશ નહિ.

ત્હારી–વ્હાલી,
**શીરીન.**

(૨)

ગુજરાત કોલેજ હોસ્ટેલ,
અમદાવાદ, તા. ૧૬–૧૧–૨૯

**પ્રિયતમ.**

બે વરસના ગાળા પછી તને પત્ર લખી રહ્યો છું. આજે અચાનક જ આ અન્ધાર મંદિરમાં ત્હારી સ્મૃતિ થતાં પ્રભાના ઝગઝગાટ કરતાં કિરણો પ્રગટવા માંડયા છે.

મ્હેં તમને છેલ્લો કાગળ કોંગ્રેસના સમયે લખ્યો હતો તમે તે વખતે કોંગ્રેસના સ્વયંસેવક તરીકે કામ કરતા હતા ત્યાર પછી ત્હમે કયાં હતા ? તેની મ્હને જાણ નથી.

ગયા વરસના આગળના વરસમાં તમે કોઈ સંસ્થાના મંત્રી છો એમ મ્હને કોઇએ કહેલું, હું તો ઇચ્છું જ કે ત્હમે એક મોટા દેશ નેતા થાવ ! પણ અમારા જેવા ગરીબોને ભૂલશોમા ! હું ખુશીમાં છું. છતાં કોઇ ઉપાધિનો ભોગ થઈ પડયો છું. સાચુ કહું ? એ ઉ-

પાધિ મ્હેં જ જાણી જોઇને લીધી છે. આજ તેનો નિવેડો લાવવાના હેતુ સર તમને પત્ર લખવા પ્રેરાયો છું. ત્હમે ઘણા વખતે મ્હને મદદ કરી છે, ને મેં ત્હમારા સિવાય બીજા કોઇનેય મ્હારા દુઃખો કહ્યાં નથી. જેનામાં તે ફેડવાની શક્તિ નથી તેની સમીપ તેનાં રોદણાં રડે શાં દિ વળે? દોસ્ત આજે મારી દશા વિચિત્ર થઇ છે.

"ડગમગ ડોલે મોરી નૈયા...

એ એક ન્હાની શી ઘટના છે? એક દિવસ યૂરોપીયન ટીમ જોડે મેચ રમીને હું પાછો ફરતો હતો. રસ્તામાં એક રૂપસુંદરીનો મ્હને અચાનક ભેટો થયો. તેના ગુલાબી ગાલ, અને દાડમની કળીઓ સમા દાંત! ખરેખર તેના રૂપનું ગૌરવ વધારતા હતા. શીર પરના બાલની લટ મીઠા સમીર સાથે સંતાકુકડી રમી રહી હતી. ઘડી ઘડી તે ડોકીયાં કરતી! તેના નયનોમાં લજામણી હતી, જાણે તમારા જેવું જ તેનું નાક! તમારા જેવું જ ગૌરવદન! ત્હમારી જ કોઈ બ્હેન કેમ ન હોય!!

તે એકાએક મારી આંખો આગળ આવીને ચાલી ગઈ જાણે વિજળી થઇને ઉડી ગઇ.

મ્હારા સાથીઓ અંદર અંદર વાતો કરવા લાગ્યા.

"અહોભાગ્ય! હું તેના જેવો "પ્લેયર" ન થયો. નહિ તો એવી સુંદરી કોના ભાગ્યમાં?"

મને મ્હારા મિત્રોમાં પૂછતાં જણાયું કે તે અહીંની ગર્લસ કોલેજની એક વિદ્યાર્થીની છે, એક જ મીનીટમાં મ્હને જે આનંદ થયો તેવો હવે મળશે કે કેમ? તે એક સંશય છે, ખરેખર હું તેનો પૂજારી બન્યો!!

ગર્લસ કોલેજ આગળ થઇને અમે દરરોજ બે ત્રણ વખત જતાં પણ તે પહેલાં મે કદી પણ આંખ સરીખીય ઉંચી કરી ન હતી. પરન્તુ આ બનાવ પછી મ્હારૂં હૃદય તેને નિરખવા આતુર

બનતું. હૃદય તો ખોવાઈ જ ગયું એટલે તેને શોધવા આંખો પ્રયાસ કરતું. આખરે કેટલાક દિવસ બાદ એ શોધવામાં મશગુલ થયેલા નયનોને તૃપ્તી મળી. હું સાઈકલ ઉપર હતો. ને ત્યાંથી આગળ વધવા માટે (Bell)બેલ વગાડી રહ્યો હતો. તે વખતે તેઓ ક્યાંક જતા હતા. દૂર ગાડી ઉભી હતી. મને જોઈને તેનાં નયનો હસ્યા, અને ઓષ્ટ સ્હેજ બીડાયા, અને મારૂં હૃદય તો તેને જોઈને જ નૃત્ય કરવા લાગ્યું.

ખુશીમાં છો ને ? તેણે સ્મીતવદને ઝુકીને મને પૂછયું.

અને તેના કરતાં પણ વધારે ભાવ દર્શક મુજ અંતરે જવાબ વાળ્યો. " હા. "

" હું વિકટોરીયા ગાર્ડનમાં જઉં છું અમે રોજ ત્યાં જઈએ છીએ. " ધીમા સ્વરે તેણે મને કહ્યું. એથી વધારે સાંભળવાની મ્હારી હિંમત જ ન હતી.

હૃદય તો સાંભળવા તલસતું હતું. તેના મીઠા સૌંદર્યનું પાન કરવાં નયનો તલસતા હતા. તેઓ ગાડીમાં બેઠાં અને ગાડી ચાલવા લાગી દૂર દૂર અમારા તારામૈત્રક સધાયા. ગાડીની બારી વાટે તે મ્હારા સામુ જોતી. હું ત્યાં સુધી "મૂઢ" ની માફક ઉભો જ રહ્યો. ગાડી વળીને હું સાઈકલ પર સ્વાર થયો.

બીજે દિવસે હું બાગમાં ગયો.

એ વખતે ગાર્ડનમાં ભગવાન ભાસ્કરના કિરણો સાબરમતીના જળ સાથે નૃત્ય કરી રહ્યા હતા. સંધ્યાએ પોતાના લાલપીળા રંગથી અવનીને રંગી નાંખી હતી, રાત્રી પડવા આવી હતી. બાગમાં વિજળીની નાની બતીઓ ધીમુ ધીમુ પ્રકાશ આપી રહી હતી. હું ત્યાં જઈને ક્યારનોય બેઠો હતો. નયનો ચારે તરફ તેને જ શોધતા હતા. દૂર દૂર સુધી મીટ માંડી પણ નજર સમીપે કોઇ ન પડયું. હું કાંઈક

ગાતો ગાતો આમતેમ લોટતો હતો મ્હને યાદ છે ત્યાં સુધી તેની એ લીટી આ હતી.

" હૃદયના શુદ્ધ પ્રેમીને...
નિગમના જ્ઞાન ઓછા છે !...

એજ સમયે " જરા જોરથી " કહીને પાછળથી રૂપાની ઘંટડી સરીખો અવાજ આવ્યો હું પાછળ ફર્યો તો એજ રૂપસુંદરી

" આજ ત્હમે એકલા આવ્યા છો ? "

" ના ! બધાં આવ્યાં છે ! "

" ક્યાં છે ? "

" જ્યાં જેનો " જીવ " છે ત્યાં !

" ત્હમારો " જીવ "

બોલતાં બોલતાં મ્હને સંકોચ થયો. પણ મારા નયનો તો ક્યારના જ બોલી ગયા હતા, અને તેના હૃદયે એ સાંભળી પણ લીધું હતું.

" ત્હમે બધાંથી બોલી શકો છો ? ત્હમે એકલાં મળી શકો છો ? "

" જી, નહિ ! " તેણે નીરાશથી કહ્યું. " અમે કોઈનાથી વાતચીત ન કરીએ તે માટે તો મીસીસ કીડ અમારી પાછળ આવે છે ! "

" આજ પણ છે ? "

" હા ! આજ પણ છે ! પણ તે પોતાના ઓળખીતા સાથે વાતો કરે છે ! મ્હેં તો તે દિવસે જ કહ્યું હતું કે તમે મારા ઓળખીતા છો ? "

આ વાત ચાલતી હતી તેવામાં તેણે કહ્યું.

" હું જાણું છું. "

" કેમ ! "

પ્રત્યુત્તરમાં તે માત્ર હસી જ. પછી બોલી. આપણે ક્યાં જગ જુની ઓળખાણ છે ? "

"તો પછી આપે મીસ ક્રીડને કઈ રીતે કહ્યું?"

તેણે તેનો જવાબ ન આપ્યો. બે મીનીટ સુધી અમે મૌનજ સેવ્યાં છતાં હૃદયો વાતો કરતાં હતાં. ધીમેથી તેણે કહ્યું. ત્હમારા નામનો એક કાગળ છે.

"તમારી પાસે?" મ્હે અજાયબ થઇને પૂછયું.

"જી, હા પોસ્ટમેનની ગફલતથી તે મારી પાસે નાંખી ગયો!"

આમ કહી તેણે મ્હારા નામનો એક કાગળ આપ્યો. કવર સુગંધીથી મ્હેંકી રહ્યું હતું. સુંદર અને મોતી સમા મરોડદાર અક્ષરોએ એટલું જ લખ્યું હતું. **મી. શેલત.**

ખુબ ઇંતેજારી પુર્વક તેં ફોડયું. ફોડતાં ફોડતાં તે "સાહેબજી" કહીને ત્વરિત ગતિએ ચાલતી થઈ. હું કવર ફોડવું રહેવા દઇને તેની પાછળ દૃષ્ટિ માંડી રહ્યો, કંઇક વિચારોને અંતે મ્હે કવર ફોડયું. ખુબસુરત ગુલાબી કાગળપર મોતી વેર્યાં હોય એવા અક્ષરોથી માત્ર આટલું જ લખ્યું હતું,

"રવિવારની સાંજે ગર્લસ કોલેજ ગ્રાઉન્ડ ઉપર એકવાર મ્હને જરૂર મળજો, મ્હારા સમ; જરૂર ભૂલશો નહિ.

'એસ.'"

વ્હાલા દોસ્ત!

હું જાણું છું કે કાગળ ઘણો જ મોટો થયો છે. પરન્તુ તું જરુર ધ્યાન પૂર્વક જ વાંચીશ એમ ખાત્રી છે. મ્હેં વિચાર્યું. એસ! શું નામ હશે તે સુંદરીનું? કાંઇક વિચાર શું સરલા! ના, ત્યારે, હું તે રવિવારે એ પહેલું પૂછીશ. આમ મ્હે તે દિવસે ઘણા તર્ક કર્યા. ને હું આનંદમગ્ન ચહેરે ઘેર પાછો ફર્યો રાત્રે તેનાજ દર્શન થયાં. આજે મ્હને ત્હમારાં જ દર્શન થવાના. ઘણા વખતે ત્હમને સ્વપ્નસૃષ્ટિમાં જોઇશ.

તે દિવસે સોમવાર હતો, બીજા રવિવારની સાંજ આવવાને ૬ાા દિવસ અને કેટલાક કલાક બાકી હતા ! પણ મ્હને તો વરસો સમા લાગવા માંડ્યા.

ધીમે ધીમે રવિવાર આવ્યો. મળવાનું હતું ૬ાા વાગે પણ હું તો ૭ વાગ્યાથીજ તૈયાર થયો હૃદય પ્રસન્નતાથી નાચી રહ્યું હતું. ને તૈયારી તો મ્હેં રવિવારની સવારથીજ કરવા માંડી. લુગડાઓ મ્હે અનેક સજ્યાં અને બદલ્યાં, ને મ્હારા બુટ તો મ્હે બે વખત હાથથીજ પોલીસ કર્યાં. આમ કરતાં વખત થયો. હું સાઇકલની ઘંટડી વગાડતો પૂર જોરથી ગર્લ્સ કોલેજ બાજુ જઇ રહ્યો હતો તેવામાં મારી ટીમનો પ્લેયર યાકુબ મળ્યો તેણે મ્હને કહ્યુ વાહ ઘણાજ ઠાઠમાઠથી જાય છે ને ! શુ કોઇને ત્હારામાં મોહી નાંખવી છે ! ”

“ હું અહીંજ જરા ફરવા આવ્યો છુ ” મ્હે તો ટુંકોજ પ્રત્યુત્તર વાળ્યો.

ગર્લ્સ કોલેજના દરવાજા પર પહોંચતા મ્હે જોયું તો એજ રૂપવતી સુંદરી ગુલાબી સાડી પરીધાન કરીને કેટલીક પારસી બાળાઓ સાથે રમી રહી હતી. મ્હે મારી સાઇકલની ઘંટડી વગાડી, તે સંકેત સમજી ગઈ ને મ્હારી તરફ જોયું.

“ હું અંદર આવી શકું છુ ? ” મ્હે દરવાનની જરાય દરકાર કર્યા વિના તેને પૂછ્યું તેણે ડાકુ ધુણાવીને ના કહી પણ નયનો નચાવતે ‘હા” કહી.

હું અંદર દાખલ થયો અને તેની સન્મુખ ઉભો રહ્યો. પ્યારા દોસ્ત ! કહેવું જોઇએ કે અમે ત્યાંથી આગળ ગયા વૃક્ષોની ઘટા સંધ્યા સમયે રમણીય ભાસતી હતી.

મ્હેં પૂછ્યું મ્હને યાદ કરવા વાળી “એસ” કોણ છે ? તેનું ખરું નામ શું ?

'એસ" મ્હારી એક સખી છે તે તેના નામનો પહેલો અક્ષર છે તે દિવસે તે પણ હતી તમને એ યાદ કરે છે તે તમારા પર—

"ચાલો હું તેને મળીશ તો મ્હારૂં એ અહોભાગ્ય સમજીશ."

"પણ અમારી સુપ્રીન્ટેન્ડેન્ટે તેને કોઇને મળવાની બંધી કરી છે.

"તો હવે મ્હારે શું કરવાનું છે ?"

"મારી જોડે વાતો ?"

"કેવી વાતો ?"

"મ્હારી એ સખીના સંબંધમાં હું તમને કંઈ પૂછવા માંગુ છુ ?

"ફરમાવો શો પ્રશ્ન કરો છો ?

"તમારા "વાઈફ"નું નામ ?"

"પણ હું તો પરણ્યો જ નથી !

મ્હારો આ જવાબ સાંભળીને તેનો ચ્હેરો ખીલતા કમળની પાંખડી સરીખો થયો; તે જરા ધીમેથી આગળ વધીને મારી સાઇકલનુ "હેન્ડલ" પકડીને ઉભી રહી.

"મ્હારા સમ !" તેણે ખાત્રી કરવા માટે મને પૂછ્યું.

"હું સમ ખાતો નથી પણ હજી કુંવારોજ છું !"

"તો વિવાહ કેમ કરતા નથી ?

"માફ કરો" મ્હારી હિમ્મત આ પ્રશ્નોથી વધીને તેને પૂછવા માંડયું. પણ તહમો પરણેલા છો...

મોઢું લાલ થઈ ગયું. જાણે ગુલાબની સહસ્ત્ર પાખંડી ખીલી ને મ્હારી સમીપ જ આવી ગયું હોય તેમ ભાસ્યું.

તમારા સવાલનો ઇરાદો શો છે ?

મ્હે પણ તેમજ પૂછ્યું. પરિણામે અમે બન્ને જણા મૌન રહ્યા હું જવ.બ માંગુ છુ. તમારા પ્રશ્નનો જવાબ આપવા માંગતો નથી ? આમ કહીને સ્મીતવદને લાડ કરતી એ હસી.

ભાઇ ! હું ફકીર કે ત્યાગી નથી. હું મહાત્મા. નથી સૌન્દર્યના એ સરોવરમાં હું ન્હાવા લલચાયો. મ્હે પણ એજ જવાબ આપ્યો.

વાહ તમારી હિંમત ! વાહ ! હિંમતં આમ કહી તે મ્હારા ગળામાં વળગી પડી જાણે કોઈ ઝાડને વળગેલી વેલ ! ને તેણે ઉપરા ઉપરી ચુંબનોથી મને ભાત્ર ભીનો કરી દીધો. આ પ્રસંગે મારી સાઇકલ અચાનક પડી ગઈ ત્યારેજ મને ભાન આવ્યું હું વિચાર કરવા લાગ્યો કે પાગલતો થયો નથી ને ?

તે પણ મ્હને છોડીને દૂર જઇ ઉભી રહી ને કપડાં ઠીકઠાક કરવા લાગી. ત્હેણે હસતાં હસતાં કહ્યું.

"હું પરણી છુ" મ્હે પણ તેમજ કહ્યું.

તેણે ધીમે રહીને અત્યાર સુધી સંતાડેલી રાખેલું એક કવર મારા હાથમાં મુકયું ને કહ્યું કે આમાં મ્હારી એ સખી "એસ" ની પૂરી પિછાન છે. મ્હે કહ્યુ કે ત્હમારી એ સખીનુ હૃદય તમારા હૃદય કે રૂપ કરતાં જુદુ જ હશે તો તેને નિરાશ થવું પડશે ?

પત્ર ઘેરજ ખોલશો ? તમારૂ ઠેકાણું "ગુજરાત કોલેજ હોસ્ટેલ" છે ને ?

હું ત્યાંથી કઈ રીતે ઘેર આવ્યો તે વિષે વધુ લંબાણકારક વિવેચનો કરી તમને કંટાળો આપવા ઇચ્છતો નથી એટલે પત્ર હવે ટુંકવીજ નાંખુ છુ. ઘેર આવીને મ્હે એ કવર ફોડયું; તેજ ગુલાબી કાગળ ઉપર નીચે પ્રમાણે લખ્યું હતું.

હું અમદાવાદના એક પ્રસિદ્ધ પારસી કુટુંબની છોકરી છુ. મ્હારૂજ નામ "એસ" છે.

ત્હમારી—

શીરીન્

**મ્હારા પગ ઢીલા થયા મેં હમણાં જ એક વિજાતીય છોકરીને, તે પણ પારસી છોકરીને ચૂમી ! મેં, જેની નસોમાં વિશુદ્ધ હિન્દુ**

લોહી વહે છે તેણે, શું એક પરજાતીય છોકરીને ચરણે પોતાનુ હૃદય સમર્પ્યું !

પિતાજી શું કહેશે ? ને મ્હારૂ ગામ શું કહેશે ? મ્હારી નાતના આગેવાનો જો આ વાત જાણશે તો શું કહેશે ? તો પછી અમારા લગ્ન કયાંથી સંભવે ?

મિત્ર !

અમે એ પ્રસંગે પ્રતિજ્ઞા કરી છે આપણે લગ્ન ગ્રન્થીથી જોડાઈ શુ ? પણ વિજાતીય બાળા સાથે હું કદી જોડાઇ શકુ ?

ત્હમે જલદી આવો ને રસ્તો બતાવો ! હું તેને મારી હૃદયેશ્વરી બનાવી ચુકયો છુ, જો તમે આવો તો ધર્મ છોડવાના વિચારથી જ આવજો, મે તેને ચુમી છે ને ત્હમારે મને ચૂમવોજ પડશે.

ત્હમારો

—શેલત.

(૩)

હજરતગંજ,

નવસારી તા. ૧૦–૧–૨૬.

**મ્હારા શિરતાજ મહારાજા,**

હું જે કાગળ વાંચી રહી છુ તે શુ ત્હમારો લખેલો છે ? શું તમે આટલા ગુસ્સે થઇ શકો છો ? એ વાત કબુલ કરવા હૃદય ના પાડે છે ! ત્હમે મ્હારા પરમેશ્વર છો; જો તમેજ ન્યાયનુ લીલામ કરશો તો તમારૂ પૂજન કરનારી હું શુ કરી શકીશ; નાથ ! યાદ કરો શીતળ રાત્રીની ચાંદનીમાં ત્હમે મ્હારા કંઠમાં હસ્ત નાંખીને શું કહ્યું હતું ! યાદ છે પ્રભુ ! મોહબ્બત પ્રભુ છે, મોહબત સ્વર્ગ છે, ને મહોબતમયી જીન્દગાની સુખમય છે–પ્રેમનો મળેલો રોટલો પણ આનન્દદાયક છે ? " એ વાત કહેવાઇ ગઈ, આજ ત્રણ ત્રણ વરસના

વહાણા વાયા ! તો શુ મહોબ્બત ત્હમને કે મને વરી છે ? બીજાને નહિ ? તો પછી તમારી બેન શીરીન્ ને શુ હૃદય નથી ? હું ત્હમને અને તમે મને અધિક પ્યાર કરો છો ! એ પ્રેમને ખાતર હું કદાચ મ્હારા માતા પિતાના સ્નેહને તરછોડીને તમારી દાસી થઈ ! તો શુ આ કામ બીજા ન કરી શકે ? તો પછી જરા બે ડગલા પાછળ હઠો ! આજથી આઠ વર્ષ પહેલાંની આપની પરીસ્થીતી યાદ કરો ! અને શીરીન્‌ની હાલત પર વિચાર કરો ! ત્હમે બેરીસ્ટર થઇને પાછા ફર્યા હતા ! તેના માનમાં બાવાજીએ પાર્ટી કરી, આપની સાથે કેટલાક મહેમાનો પણ હતા. એ પાર્ટિ વખતે તમે શુ કર્યું ? કેવી ચોરી કરી ! દિલની: મને એ પાર્ટીમાંથી બીજે સ્થળે લઈ જઇ પ્રણય મંત્રો પાઠવ્યા; આ વાત જો નવસારીમાં જાણી હત તો ?

આ વખતે હું ત્હમને આ વાતો લખુ છુ તેનું કારણ ત્હમે આજ શીરીનને જે માટે ગુસ્સે થાઓ છો તે માટેજ લખુ છુ; તમે લખ્યું છે કે–

" હું શીરીનની આ ચાલ માટે ઘણોજ દિલગીર છુ ત્હેને હું બેવકુફ સમજું છુ. તેને એવી રીતે પ્રેમ કરવાનો કોઈ પણ જાતનો હકક નથી. તમે પણ ઘણુંજ ખરાબ કર્યું કે હું નવસારી હતો. તે વખતે શીરીન ત્યાં હતી છતાં પણ મ્હને તેની જાણ થવા ન દીધી. નહિ તો હું તેને કોઇપણ પ્રકારે અમદાવાદ જવાજ ન દેત તો.

છોકરીઓને જેટલું ભણાવવું જોઇએ તેના કરતાં તે વધારે ભણી છે. તદુપરાંત તેને નર્સને લગતું શીક્ષણ આપવાની કોઇપણ જાતની જરૂરજ ન હતી તેમ મને હવે લાગે છે. હું હવે સમજ્યો છું કે થોડી ઘણી છુટ આપવાથી આપણી સ્ત્રીઓ આપણાજ માથાપર ચઢી બેસે છે."

શું હું ત્હમારા શીરપર ચઢી બેઠી ! કે ત્હમારા ચર્ણોમાં મ્હેં મ્હારૂં બલિદાન આપ્યું ? તમે તો હિંદુઓના પેલા ઢોંગી પુરાણી-

એ। કરતાં પણ આગળ વધી ગયા છોને કંઇક ? હું શીરીનને તમારા કરતાં ઘણી સારી રીતે ઓળખુ છું તે જ્યારે પોતાનું ધાર્યું કરવા પ્રયત્ન કરે છે ત્યારે હઠે ચ્હડે છે પરન્તુ તે ઘણીજ વિચારશીલ છે ત્હમે શીરીનના પ્રેમને નાદાની સમજો છો ? શા માટે ન સમજો ? થોડી પણ સ્વતંત્રતા આપવાથી આપણી ઓરતો શીરપર ચડી બેસે છે એમ તમે કહી શકો છો ! શા માટે ન કહો ? પરન્તુ નાથ ! આ દાસી આપને પૂછી શકે છે કે શીરીનના પ્રેમને નાદાની કહેવામાં આવે છે તેવીજ રીતે મ્હારા પ્રેમને નાદાની શા માટે કહેતા નથી ? જે આજે શીરીન કરવા માગે છે તેજ મ્હેં પણ કર્યું હતું. કેમ ? ભૂલી ગયા ?

આપની ઓરતોપરની ટીકા હવે એકજ રહી ! અવિવેક માફ કરશો. પરન્તુ એટલું ચોક્કસજ કે શું મર્દોનાજ હાથમાં સ્ત્રીઓના હૃદય અને પ્રેમ, સ્વર્ગ અને નર્ક રહે ! મરદો કહે તેનેજ તે પ્રેમ કરે ! દીલતો તમારા પુરૂષોના હાથમાં એટલે તે બીચારી ગમે તેને પ્રેમ કરી શકે ! તમે એમજ ઇચ્છો છો કેમ ! ત્હમે સુધરેલી સંસ્કૃતિના છો છતાં આવા ઓગણીસમી સદીના વિચારો આપના મગજમાં કયાંથી ઘુસ્યા, મહેરબાની કરી તે જણાવશો ? જગત્ આજે સ્ત્રીઓને સ્વતંત્રતા આપી રહ્યું છે (અમેરીકા, જાપાન, ઇંગ્લેડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, રૂસ, ચીન, તુર્કી) ત્યારે આપ નામદારના દેશમાં આપજ મર્દોએ સ્ત્રીઓને જેલમાં રાખવી જોઇએ, ગુલામ બનાવી જોઇએ એવી ભાવનાનો પ્રચાર કરી રહ્યા છો ! ઓરતોને ખાવા ન દે, સુવા ન દે, પ્યારનું નામ પણ દેવા ન દે ! એવા તમારા દેશને "બાગે-અદન" કહેવામાં શું ખોટું ? અને તેના પ્રભુ પણ આપજ મર્દો ! અને આપ પ્રભુનો હુકમ ન માને તેને 'શોસીઅલ "પેરેડાઇઝ" સમાજીક સ્વર્ગની બહાર કાઢી મૂકવાની શીક્ષા કરવી, પરન્તુ યાદ રાખજો કે જો એ પ્રમાણે કરવામાં આવે તો સૌથી પહેલો નમ્બર આપની આ દાસીનોજ સમજજો.

તમે લખો છો કેઃ—

"હું પારસી ધર્મને ખાતર, પારસી કોમને ખાતર, હું આ વાતને કોઇપણ દિવસ કબુલ કરીશ નહિ, મ્હારી બ્હેન બીજી કોઇપણ કોમના યુવક સાથે પ્રેમ કરે, પરણે, એ મને કલંક સમાન છે ! પારસી સમાજ મ્હને શું કહેશે ? એવું કાળુમુખ હું બતાવું તેના કરતાં હું મ્હારો પ્રાણ કહાડી ચાલ્યો જાઉં તે શું ખોટું ? અથવા તો શીરીનને ઝહેર આપીને વિદાય કરૂં ?"

આ કેવા શબ્દો ? મારા માલિક ? મેં સાંભળ્યું હતું કે હાથીઓના ખાવાના અને બતાવવાના દાંત જુદા હોય છે ? પરન્તુ મ્હને આજ એ પણ માલમ પડયું કે મર્દોને પણ બે જાતનાં દિલ છે ! બતાવાનું અને પ્રેમ કરવાનું ! ત્હમે મ્હારા આગળ પ્રેમમય બનો છો અને બીજા આગળ પારસી ધર્મમય બનો છો ! વ્હાલા ! ખોટું ન લગાડશો ? શું એ દુનીયાને છેતરવા સમુ નથી ! તમે તમારી જાતને જ છેતરતા નથી ? ત્હમે આ કાગળ નશામાં તો લખ્યો નથી ને ? શું તેના ભાઈ થઇને શીરીનને ઝહેર આપશો ?

હું જે પ્રેમને ખુદાઈ માનું છું ! પ્રેમ એજ ધર્મ એ આપણે સાથેજ ભણ્યા ! ત્હમેજ મ્હને ભણાવી, એ પ્રેમને માટે તમેજ પ્રેમી જીવતરને મારી નાંખશો ?

ત્હમેજ વિચારો ! ડીઅર ! તમે મ્હારા ગળે હાથ મુકીને કહી શકો છો કે પ્રેમ સરકારી કાયદાથી, ધર્મથી, હિન્દુ, પારસી, મુસ્લીમ, ઇસાઇ, શીખ કે કોઇથી ડરે છે ? મોહબ્બત દીલ જુએ છે ! ધર્મ નહી, હિન્દુ નહી, મુસલમાન નહી, પારસી નહી કે બીજો કોઇ ધર્મ નહી ! મ્હારા નાથ ! ત્હમે જો હિન્દુ હોનો પણ મ્હારા પ્રભુ છો ! તમે કાલે જ મુસલમાન થાવ તો પણ હું તમારીજ રહું ! ને અત્યારે જેવા છો તેવાજ રહો તોપણ તમારી છું ! હું ત્હમને પ્રેમથી વરી છું ! ધર્મ આ દુનીઆની વસ્તુ છે. પ્રેમ એ પેલી દુનીયાની ! ધર્મ, જો સાચો ધર્મ હોયતો પ્રેમના રસ્તામાંની ઇંટ નથી પણ ફુલ છે !

વ્હાલા ! આજ તમારાજ હથીઆરથી તમને હરાવા બેઠી છુ. ત્હમેજ પહેલા કહેતા હતા કે આ દુનીયામાં પહેલા હિન્દુ, પારસી. મુસલમાન, વીગેરે કાંઇજ ન હતું બધા માણસજ હતા. બધા ખુદાનાજ બચ્ચા હતા ! તો પછી હું પૂછું કે નાથ ! પાછા બધા તે ખુદાના બચ્ચા કેમ નથી બનતા ? તો શું આમ જુદા પડવાથી જગતનો માલીક શું રાજી થશે ?

હમણાં શીરીન્નો એક કાગળ આવ્યો છે ! એ વાંચવા જેવો છે ! ત્હમે જો એ વાંચો તો ? ત્હમારા દ્રસ ત્હમારી આંખોમાંથી પત્થર હૃદય પીગળાવીને પણ આંસુ આવે ? મ્હારી લાડકવાયી શીરીન્ એ હિન્દુ યુવક ઉપર દીવાની થઇ છે ? એડ્રેસવાળા કવરપર પણ આંસુ, લેટરપેપરપણ આંસુ; અરે એકેક લીટીપર પણ આંસુજ વરસાવ્યા છે ! તેણે કાગળ સાથે ઘણી ચોપડીઓ મોકલી છે તેમાં તેણે લખ્યું છે કે આ બધા સત્ય અને પ્રેમના પૂજારી હતાને ? હિંદુ ધર્મની ખુબીઓના વખાણ કરતા હતા તો પછી શું મ્હેં એક હિન્દુ યુવક સાથે પ્રેમ કર્યો એ ગુન્હો કર્યો ? તેના કાગળનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે.—

ઓરતનું દીલ એવી ચીજ નથી કે તે આજે પારસી તો કાલે હિન્દુઓને આપી શકાય ! હિન્દુને આપ્યું તે પારસીને કોઇપણ ભોગે આપી શકાય તેમ નથી ! સાચી સ્ત્રી પોતાનો પ્યાર એકજ જણને અર્પે છે હજારને નહિ ! એટલા માટેજ સ્ત્રીઓ પુરૂષો કરતાં ઉચ્ચ દરજ્જો ભોગવે છે ! મ્હે તેને મ્હારો કર્યો છે ! હવે દુનીયાની કોઇ એવી શકિત નથી કે અમને જુદા પાડી શકે ? હું તેનીજ છું ને તે મારો છે !

તમે લખ્યું છે કે મારા ભાઈ નારાજ થશે તે ગુસ્સામાં ગોળીથી વિંધી નાંખશે, તો ઘણું સારૂં. એમજ થવા દો ! હવે હું અમવાદથી ઘેર આવીશ નહિ ! ત્હમે મ્હને છોડી દયો. ભાઇ પણ ભલે તરછોડે, તો પણ મ્હારો પણ પ્રભુ છે મ્હેતો એ પણ નિશ્ચય કર્યો

છે કે ભીખ માગીશ તોપણ એનીજ સાથે ! અને તખ્તપર બેસીશ તો પણ તેનીજ સાથે. તું જાણતી હઈશ કે તેની સાથે દુઃખ ઉઠાવવામાં પણ મજા મળે."

જોયું ? વાંચ્યું તમે ! આ મ્હારા શબ્દો નથી પણ ત્હમારી બેન શીરીનના કાગળમાંના શબ્દો ! તેના દીલમાં જગતથી ગભરાઈ જાય તેવી મોહબત નથી. પરન્તુ દૈવી છે, તે તમારાથી કઇ રીતે પાછી હઠે તેમ છે ?

માઇલિવ !

અમે હવે આગળ વધીને જગતને કહેવા માંગીએ છીએ કે "અમારો ધર્મ પ્રેમ છે અમે પ્રેમથી વધીને કોઇને પણ (પ્રભુને પણ) માનતા નથી !" જગતના જે જે ધર્મો આટલા બધા આગળ વધ્યા તેનું ખરૂં કારણ પ્રેમ છે. ડીઅર ! એથી પણ આગળ વધીને કહેવું જોઇએ કે પહેલાં માણસ છે પછી જ તે હિન્દુ કે પારસી છે આજકાલની દુનીયા એવા સંકુચીત વાડાથી ગભરાઇ ગઇ છે જગતને એવા વાડાઓ જોઇતા નથી, આંખો હોય છતાં આંધળા બનતું એ ઠીક નથી ! આજે તો એ ઝેરી શ્વાસમાંથી છુટવા સહુ દમ ખેંચે છે ! આવો ! માઇ ડીઅર ! જગતમાં "યુનીવર્સલ બ્રધર હુડ" ફેલાવવામાં મદદ કરો.

મ્હારી પ્યારી શીરીનના અંતરમાં જે પ્રેમજ્યોત ઝગમગી રહી છે તેને પ્રકાશવા દ્યો, તેને છુંદી નાંખવાની ક્રૂરતા ન કરશો. એથી આંધળી દુનિયામાં આંખોનો પ્રભાવ વધશે ! હવે હું વધારે શું કહું ? મેં લંડન જેવા સુધરેલા દેશમાં જઈને બેરીસ્ટરી પાસ કરી નથી.

એક વાત વધારે લખીને પત્ર પૂરો કરૂં છું. તે એ છે કે હવે હું તમને છોડીને હું એકલી અહીં રહેવા ઇચ્છતી નથી, પૂનામાં તમારી બેરીસ્ટરી ચાલે કે ન ચાલે ? એ માટે હું મારા પ્રેમીને કેમ છોડી શકું ? જો સીધી રીતે નહિ લઈ જાવ તો એક દિવસ આપના

મીસીસી રૂસ્તમજી જહાંગીરજી પૂનામાં આવી ચડશે, ફરહાદ શીરીન્ પાસે નહિ જાય તો શીરીન્ ફરહાદ પાસે જશે ! સમજ્યા !

ત્હમારીજ

**મ્હેરાં.**

તા. ક.

આ કાગળ કોઇ ધર્મચુસ્ત પુરૂષોના હાથમાં, તેમજ કોઇ પેપરવાળાઓના હાથમાં ન જાય તેવી સાવચેતી રાખશો.

લી. ત્હમારી

**મ્હેરાં.**

(૪)

**લાઠી મહાલ,**

મુંબાઇ તા. ૨૧ માર્ચ ૧૯૨૬.

**વ્હાલા શૈલત્**

ત્હમારો કાગળ મળ્યો તેમાં કોઇનોય વાંક નથી ! નથી ત્હમારો કે નથી મ્હારો ! સાંભળ્યું છે કે તમે બરાબર એક વર્ષથી અમદાવાદમાં જ છો તમે તમારા વતન ત્યાર પછી ગયાજ નથી. હું એક વર્ષ સુધી જેલમાં હતો, જેલમાં જવા પહેલાં મ્હને વિચાર થયો હતો કે તમને કાગળ લખું પણ પાછળથી માંડી વાળવો પડયો. તમારો પ્રેમ અજબ છે, જગતમાં પ્રેમ બીજાને ખચી શકે છે. તમારા પિતા ગાંધીજીની હું વાતો કરૂં તેથી ચીઢાતા છતાં પણ હું ત્હમારો પ્રિયતમ જ રહ્યો.

વખતના વહન સાથે હું પાછો આવ્યો, તે વખતે થોડો કાળ રહીને હું દેશમાં ગયો પૂર્વના પ્રેમથી હું આકર્ષાઇ તમારા પિતાના ચરણે નમવા ગયો. તેમણે મ્હને આશીર્વાદ આપ્યો, વાતોના ગપાટા ચાલવા લાગ્યા તેમાં લગ્નની વાત પર ઉતરી પડ્યા. તું લખે છે ત્યારે જ હું તને જણાવવા ચાહું છું કે મ્હેં તેમની માત્ર મશ્કરી જ નહિ, પણ સાચું જ કહ્યું હતું. દેશના ખાતર મરવા તૈયાર થયેલી એક મુસ્લીમ બાળા

સાથે હું મુંબાઇમાં પ્રેમમાં પડયો. અમે બન્ને પરણવાની વાત પર આવ્યા હતા.

તમારી માતાએ મ્હને પૂછ્યું કે "બેટા હવે તો લગ્ન કર" મેં કહ્યું "બા ! હું વિવાહ કરીશ, પણ તેથી તમે અને તમારો સમાજ ઘણોજ નારાજ થશે. તેના કરતાં કુંવારા રહેવું એજ ઘણું સારૂં છે.

કેમ ! કેમ ! તમે પરણો તેમાં સમાજ નારાજ થાય ? હું તમારા ભલામાં ખુશી થનારી તેને કેમ દીલગીરી થાય ?

"સમાજ નારાજ થશે તેનું કારણ એ છે કે હું સમાજની ઇચ્છાનુસાર વર્તવા તૈયાર નથી પરન્તુ મ્હારૂં હૃદય કહે ત્યાંજ વરવા તૈયાર છું. મ્હારી ઇચ્છા થાય કે હું કોઇ કુમારીકાને પરણું ? કોઇ વિધવાને પરણું. કે પછી કોઇ મુસ્લીમ બાળા સાથે પરણું ? પછી તમે જ કહો કે આથી સમાજ પ્રસન્ન થશે, તમે જ રાજી થશો ?"

"શું આને તમે લગ્ન માનો છો ?" તમારા પિતાજી કૂદી પડયા "આવી ઉછંખ્લતાને તમે લગ્ન માનો છો ? આથી તો સમાજનું ભારેમાં ભારે અપમાન છે. સમાજની આજ્ઞા વિના વિધવા વિવાહ ન કરી શકાય, તો પછી બીજી કોઇ જાતની બાળા સાથે કેમજ પરણાય ? એવી કોઈ કલ્પના પણ ન કરી શકે ! તો વિચાર ! પરણવાનો વિચાર કરવો તે પણ મૂર્ખતાને ?

"ક્ષમા કરો ! જો હું મુસલમીન બાળા સાથે લગ્ન કરૂં તો મને નાતમાં રાખવામાં તો વાંધો નથીને ?

"શું મુસલમીન બાળા ?" ભવાં ચડાવીને તમારા પિતાજી બોલ્યા "તમે તો શું પણ મ્હારો પેટનો દિકરો તેવું દુષ્ટ આચરણ કરે તો તેને લાત મારીને ઘર બહાર કહાડુ, હું બ્રાહ્મણ છું, સનાતની છું આવા દુષ્ટ યુગને કોઇ પણ રીતે ટકવા દેવા હું તૈયાર નથી મરીને પણ ધર્મની પવિત્ર તલવારની ધારપર ચાલવા હું તૈયાર છું ! ભાઇ આ દેશમાં જ્યાંસુધી અમારા જેવા ધર્મરક્ષકો બેઠા છે ત્યાંસુધી કોઇ પણ રીતે એ લગ્નનો પ્રચાર કરી શકવાના નથી ! ને કરી શકશે પણ નહિ ?

આ જવાબ તમારા પિતાનો છે. મ્હેં તો મશ્કરી કરી હતી મ્હારી એ પ્રેમમયી આજે જગતમાં નથી! તો પછી તમે શું ધારો છો? હું તો આ વિચારપર આવ્યો છું કે યુવકો જો સ્વતંત્રતા માગતા હોય તો પોતાના બળપર વિશ્વાસ લાવીને યાહોમ કરે! તે વિના યુવાન આલમનો ઉદ્ધાર નથી. તમે એમ જરૂર કરી શકવા સમર્થ હો તો એમજ કરો!

તમારા પ્રેમના રસ્તામાં કંટકો ડગલે ને પગલે આવશે, તે કંટકો અપૂર્વ ધીરજથી સહન કરીને દૂર કરશો તો સુખનું મીઠ્ઠું સ્વર્ગ જરૂર મળશે જ. અમદાવાદ આવવાનો મ્હારો વિચાર છે. પરન્તુ હું હમણાં યોગી સમો છું. તમે તો શીરીનના પ્રાણવલ્લભ છો! એટલે મ્હારે પણ તમારા જેવા બહારથી તો થવું જોઇએને? આશા છે કે તા. ૭-૮ એપ્રીલના આરસામાં હું ત્યાં આવી જઇશ પણ એક શરત છે કે તમારી પ્રણયપાત્રીના દર્શન જરૂર કરાવશો. તમને જેણે બંડખોર થવા પ્રેર્યા તેના દર્શન કરાવી મ્હને પાવન કરશો, ને ત્હમારી નજરમાં તો મ્હારી બ્હેન જણાય છેને? તો ભાઈ બ્હેનને મળી શકે છે?

લી. ત્હમારો પ્રાણપ્રીય મિત્ર

**ગોવિંદલાલ એન. શર્મા.**

(૫)

પારસીગલી, રીડ રોડ,

**અમદાવાદ.**

(રાતના સાડા અગીયાર)

......!

શું શું લખું હું પત્રમાં,
દિલના ઉમળકા ક્યાં ઠાલવું?
મોહબત મુસીબત સાથ ત્યાં
દિલ દર્દ કોને જઇ કહું?

ત્રીસ ત્રીસ દિવસના વ્હાણાં વાયા, અને સાંજ પણ પડી, રાત્રી થઇ ને ગઇ પરન્તુ તે દરમ્યાનમાં એક પત્ર પણ લખવાની આપને ફુરસદ ન મળી ! આ પહેલાં મેં કૉલેજના શીરનામે તમને બે કાગળો લખ્યા પરન્તુ તેનો કશોય જવાબ નહિ? ત્હમે મ્હને શું વિસરી ગયા ! મ્હારા દિલના માનેલ દેવ ! શું પત્થર સરીખા છે ?? ના ના હું તે માનવા તૈયાર નથી જ. તમે કહેતા હતા તે પ્રમાણે તમે રામાયણની એક નકલ પણ મ્હને ન પહોંચાડી? ને તમે હિંદીના અભ્યાસ અર્થે મ્હારી પાસેથી શ્રી પ્રેમચન્દ નું "સેવાસદન" મૈથીલી શરણનું "ભારત ભારતી" કેમ લઇ ન ગયા? એ ચોપડીઓ તમે કહ્યું ત્યારથી બીજા દિવસના સવારથી તમને આપવા મ્હેં મ્હારા ટેબલ પર મૂકી છે. પણ તમે ન આવ્યા? હું તમારી છું તો એ ચોપડીઓ શું ત્હમારી નથી? આ બીચારી બળ વગરની ગરીબ અબળા પર આટલો બધો જુલ્મ શાને? તમે હજી ન આવ્યા તેનું કારણ કંઇ સમજાતું નથી! શું તમે એમ ઇચ્છો છો કે તમારી દાસી શીરીન્, પણ તમે કહેલા પ્રમાણે મીરાંબાઇનું અનુકરણ કરી ભજનીયાં હાથમાં લઇને શેલતનું કીર્તન કરે? એવી ભૂલ ન કરતા ચોપડીઓની મીરાંએ કાંઈ ઇંગ્લીશ ભણી ન હતી! તમારી આ શીરીન્ તો ઇંગ્લીશ ભણી છે!

એટલે આ મીરાં તો જરૂર કહી દેશે કે ફરહાદને માટે શીરીન ભેગી કબરમાં સુઈ રહેશે. પરન્તુ ક્ષણભરનો પણ વિરહ સહન નહિ કરે?

ઠીક, હવે કેટલીક અગત્યની વાતો કહી દઉં? હું ગઇ કાલથી મ્હારા કાકાના એક મિત્રને ત્યાં ઉપલા શીરનામે આવી છું. અહીં બે ત્રણ દિવસમાં બે ત્રણ જાતના ઘાટ ઘડાયા. તમને ખબર નહિ હોય, પરન્તુ આપણી મુલાકાતો દૂરથી જોનાર ફીરોજ નામનો મ્હારી નાતનો યુવાન હતો. છેલ્લી તમારી મુલાકાત પછી તે મ્હને મ્હારી

હોસ્ટેલમાં મળવા આવ્યો ને તેણે મને કહ્યું " શીરીન્ આ કાંઈ ઠીક થતું નથી ? એક પરજાતીય યુવક સાથે હવે સમજુ અને ઉમર લાયક બાળા આમ પ્રેમ ચેષ્ટા કરે તે તદ્દન અયોગ્ય છે !"

મ્હને એકાએક ગુસ્સો આવ્યો ને મ્હેં કહ્યું આ વાત ત્હારે મને કહેવાની કાંઈ જરુર નથી ! તું કાંઇ મ્હારો વાલી નથી ! છતાં તું કોની રજાથી આવ્યો ?

હું, શેલત જેની રજાથી આવે છે તેની રજાથી આવ્યો છું ! હું તમારો વાલી નથી પણ થવાનો છું. મ્હારો ભક્ષ પરકોમનો ખાઇ જાય તે મ્હારાથી કેમ સહન થાય ?

" બસ બંધ કર ત્હારી જીભ ! એક સુધરેલ પારસી કોઈ દિવસ પણ કોઈ બાળા પ્રત્યે આવું વર્તન ચલાવી શકતો નથી ! " આમ કહી હું ત્યાંથી ચાલી ગઈ. એ રાત્ર હું ખુબ રડી, રાત્રી ભર તમારૂં રટણ કર્યું. બીજા દિવસે તમારી રાહ જોઇ પરન્તુ તમે નિષ્ઠૂર થયા. ધાર્યું કે તમે ફીરોજના ઠપકાથી ડર્યા હશો. શું પ્રેમ એવી કોઇ વાતથી ડરે ખરો ! ડીઅર ! !

ચોથા દિવસે મ્હને મારા રૂમમાં ખબર આપવામાં આવી કે ઓફીસ-માં તમને બોલાવે છે. હું ત્યાં ગઈ તો મ્હારા કાકા મુંબાઇથી આવ્યા હતા. મને જોઈ તે લાલ લાલ થઇ ગયા અને બોલ્યા " શીરીન્ ! " આ શું કર્યું ? " મ્હને એકાએક તારી સામે જોઇ તું અજાયબ થઈ હઈશ કેમ ? "

હું ચુપજ રહી તેમણે આગળ ચલાવ્યું " હું તને મુંબાઈ લઈ જવા આવ્યો છું આજ રાતે આપણે અહીથી નીકળીશું ? તું તૈયાર થઇ રહેજે ? "

મારી છાતી ધડકવા લાગી. આંખોની સામે અન્ધકાર છવાયો. શું ભાભીએ બધી વાત કાકાને કહી દીધી મ્હને ઘડીભર વિચાર આવ્યો હવે હું તેમની સાથે શું વાત કરૂં ? તેમનું ગંભીર સ્વરૂપ

# ચીંથરાના મહેલના મહારાજાઓ !

તમારી સત્તા અને અભિમાન ક્યાં સુધી ?

બહુ બહુ તો થીએટરના દરવાજા સુધી.

બહાર પડી ચુકી છે ટૂંકું ને ટચની—

**નાટ્ય સમ્રાટ મુળશંકર હરિનંદ મુળાણી નાટ્યમાલા**

પુષ્પ ત્રીજું—ભાગ પહેલો.

## —વાઘણ—

છુટક નકલ રૂ. ૦-૧-૦ વાર્ષિક લવાજમ ભેટ પુસ્તકો સાથે રૂ. ૧-૮-૦

ત્યારબાદ તુર્તજ બહાર પડશે.

## —ટુંકું ને ટચ ( અઠવાડિક )—

વાર્ષિક લવાજમ રૂ. ૨—૦—૦ ભેટ સાથે

પરદેશ રૂ. ૩—૦—૦

લખો—ટૂંકું ને ટચ ઓફીસ

૧૫૩૯-૨, જમાલપુર, ટોકરશાની પોળ,

**અમદાવાદ.**

રતનપોળને નાકે

**મળશે.**

જોઇને હું બેહોશ બનવા લાગી. પરન્તુ ત્હમારી દિલખુશ છબી જોઈ હું પાછી સ્વસ્થ થઇ.

"મૂંગી કેમ ઉભી છું ? જવાની તૈયારી કર ! હવે તું ભણી રહી ? હું તમારી વોર્ડનને કહી દઊં છું."

"ના ! હું તો ભણીશ ! મ્હારે હજી ઘણું બાકી છે ! નર્સીંગનું કામ પુરૂ શીખવું જ છે !

"નહી ! હવે હું ભણાવવા માગતો નથી ! છતાં વિચાર હશે તો મુંબાઇ ભણાવીશ. પણ અહીં તો નહી જ ! હું તારી બધી વાત જાણી ચૂકયો છું લે વાંચ આ કાગળ !

આમ કહી તેમણે મ્હારા હાથમાં કાગળ આપ્યો. આપણે જે દિવસે દિલનાં દાન લીધાં ને આપ્યાં તે વખતની હકીકત ફીરોજે લખી હતી. ખરૂ કારણ હવે જ સમજાયું.

"શું આ કાગળ જુઠો છે ?"

"ના સત્ય છે ! મ્હેં જવાબ આપ્યો.

"આટલા માટે જ હું તને મારી પાસે રાખવા માગુ છુ.

"માફ કરો પણ હું તે જ કારણથી મુંબાઈ આવવા માટે તૈયાર નથી જ.

"નાદાન છોકરી આ શુ ? ખાનદાન અને આબરૂદાર કુટુંબને કલંક લગાડવા તૈયાર થએલી છોકરી ! તને શરમ પણ આવતી નથી ! નાત જાત શું કહેશે ! ચાલ તૈયાર થા. હું અહીં જ છું. મ્હારા મિત્રને ત્યાં અત્યારે રહીશું ને રાત્રે જઇશું. જલદી આવ !" હું તેમને શરણ થઇ તૈયાર થઇ ત્યાં ગઇ. તે વખતે મકાનમાં પેસતાં જ ધણીઆણી હારમોનીયમ ઉપર ગાઇ રહ્યાં હતાં.

પ્રેમે લીધાં બલિદાન, જગતમાં કાંઇ પ્રેમે લીધા બલિદાન
લયલા મજનું શીરીન ફરહાદ, વ્હાલા મર્યા પ્રેમ કાજે. જગતમાં

કાંઇક બીચારા ગાંડા થઇને ભટકે પ્રેમના દરદે
દિવાના જગતમાં ગણાઇ, મુઆ પ્રેમના દરદે જગતમાં.

અમે ત્યાંજ થંભ્યા "ખરેખર પ્રેમ અજબ વસ્તુ છે." એકાએક તેમના મુખમાંથી શબ્દો સરી પડયા.

" શીરીન્ ખરેખર પ્રેમ અજબ છે " મ્હારી તરફ ફરીને તેમણે કહ્યું.

તો પછી મ્હને શા માટે હેરાન કરો છો હું શેલતને દિલ દઇ ચુકી છું. તેના વિના બીજાને પરણનાર નથી. છતાં બળાત્કારે પરણાવશોતો હું ઝહેરનો આશરો લઇશ, " મ્હેં કહ્યું.

ખરી વાત મ્હારૂં હૃદય માને છે કે તને પ્રેમ લગ્ન કરવા દઈ સુખી કરૂં. પરન્તુ પારસી સમાજનો ભય મને કંપાવે છે !"

હું રડતી હતી. તેમણે મ્હારા મસ્તકે હાથ મુકી કહ્યું. બેટા તું ન રો ! રોવાનું મ્હારે છે કે તને હું પ્રેમના રસ્તે જતાં અટકાવું છું ? "

આ વખતે પેલો ફીરોજ ત્યાં નજરે પડયો. મેં તેના તરફ જોઇ નજર પાછી ફેરવી. લીધી. મ્હારા કાકાએ તેની સામે જોઈ સલામ કરી કાગળ લખવા માટે તેનો આભાર માન્યો.

માઇડીઅર ! પત્ર ઘણો જ લાંબો થયો ! પરન્તુ પ્રિયતમ આગળ કદી કાંઇ છુપાવાય ? ઘડીઆળ બે વાગ્યાનો ઇશારો કરી રહ્યું છે છતાં દિલ તમને બધી કથા લખવાનુ કહી રહ્યું છે. પણ આંખોમાં ઉંઘ આવી આવી રહી છે. કાકા–મ્હારા પિતા મરી ગયા છે

એટલે હવે તેમને પિતાજી કહીશ. તે કાંઈ વિચારોની માળા ફેરવી રહ્યા છે.—

**( દિવસના દશ વાગે. )**

પત્ર અધુરો મૂકીને હું નિદ્રાધીન થઈ ત્હમારી સાથે સુખની મસ્તીનો અનુભવ કરવા લાગી. એમાં નવ વાગ્યા હું જાગી કંઇક

નાસ્તો કરી પાછો કાગળ પૂરો કરૂં છું. પિતાજી એ નાસ્તા વખતે મ્હને કહ્યું કે હું મી. શેલતને મળવા માગું છું મને કંઇક આશાઓ જણાઇ !

( દિવસના ચાર વાગે. )

હવે પૂરોજ કરૂં ! તમામ હિલચાલ જણાઇ ગઈ ભયંકર કાવતરૂં રચાયું છે. ફીરોજ તમને મારવા તૈયાર તૈયાર થયો છે. કેટલાક ગુંડાઓ ઉભા કર્યા છે. તે વખતે તમારે આવવું એ ભયાનક છે મ્હારી આ દાસીની, એક વિનતિ માન્ય રાખશોઃ તમે કોઇપણ ભોગે ન આવશો. નહિ તો કંઇકિ હેરાન થશો આગળપર મામલો સુધરશે. હું ત્હમારીજ છું. ને મરીશ ત્યાં સુધી ત્હમારીજ રહીશ. ત્હમે પણ મ્હારાજ રહેશો ને? આપણે, હું શીરીન્ અને તમે ફરહાદ બંન્ને સાથેજ કબરમાં સુઇશું.

લી. ત્હમારી
**શીરીન શેલત**

તા૦ ક૦ ન આવશો ન આવશો

(૬)

**ગુજરાત કોલેજ હોસ્ટેલ**
**અમદાવાદ તા. ૨૫-૧૨-૨૬**

**વ્હાલી—**

ત્હમારો પત્ર મળ્યો. તમે જેમ ઘણી આપતીઓ સામે થઇને હજી પણ મારૂં પૂજન કરો છો તેમ હું પણ તમારૂંજ નિરન્તર ધ્યાન ધરૂં છું. છતાં લગ્ન થશે કે કેમ? એ એક સંદેહ છે. હું તમારી ખાતર મ્હારા પિતા માતાને છોડવા તૈયાર છું, તમે મને એક દિવસ કહેલું કે તમારો સમાજ મને શું કહેશે? અમારો સમાજ ખુદ પોતેજ જ્યાં અનિતિનું આચરણ કરે છે, ન્યાય અને નિ-

તિનું લીલામ કરી બેઠો છે ત્યાં એ સમાજ મ્હને શું કહેવાનો હતો હા, મ્હારૂં ગામ, મારા ન્યાત પટેલો મ્હને તરછોડે તો પણ શું ? પ્રણય એ એવી બાહ્ય વસ્તુઓથી જરાય બંધાય ખરો ? જ્યાં પ્રણયના પંથેજ જીવવું કે મરવું ? એવો નિશ્ચય કર્યો હોય, ત્યાં પછી નાતજાતનાં બંધન શાં ?

અમારા શાસ્ત્રમાં એવા ઘણાય દાખલાઓ છે કે માતાપિતાની જાણ વગર માત્ર છાના પણ સ્નેહ અર્પિ ચુકયા છે. પરિણામે પુત્ર થયા છે. માતા પિતા પછી પરણાવી આપે છે. તમે પેલી શકુન્તલા વિષે જાણતા હશો ? તેનું શું હતું ? તો પછી મ્હને કહેવામાં શો વાંધો હતો ?

ત્હમારા કાકા તમને મુંબાઇ લઈ ગયા પછી તમારો એકય પત્ર નથી. કદાચ એમ હોય કે પત્ર લખવા માટે તમને મનાઇ કરવામાં આવી હોય, એમ ધારીને આ પત્ર હું મ્હારા દિલોજાન મિત્ર સાથે તમને પહોંચાડવાનું સાહસ કરૂં છું. તમને એ મળશે એટલે તમે ટાઈમ આપી તેને બોલાવશો, તમારો લખેલો કાગળ તેની મારફત મ્હને પહોંચાડાવશો તો આપણું કામ ઘણુંજ સરળ થઈ પડશે.

મ્હારા આ પ્રણયની વાત મ્હારા ગામમાં પણ પહોંચી ગઈ છે. ગઇ કાલે મ્હારા પિતાનો કાગળ હતો. તે કેટલા ક્રોધાગ્નિએ પહોંચ્યા છે તેની જાણ માટે એકાદ બે વાકયો ટાંકુ છું ?

—" નગીન તું આ શું કરવા બેઠો છે ! ત્હારા બાપદાદાની ઇજ્જત ત્હારે આમ બોળવી છે ? ત્હારી સગાઈ કરી કન્યાના માતાપિતા ત્હારા લગ્ન માટે ઉતાવળ કરે છે. સારા ઘરનું સગપણ તું આમ કરીશ તો ભાંગી જશે. પછી તારા કપાળમાં કોઈ ચોડવાનું નથી. તું કહે છે કે હું પૂરૂં ભણ્યા પછી જ પરણીશ. તો પછી આ શા ભવાડા ? પારસી છોકરી સાથે આપણા બ્રાહ્મણથી બોલાય જ કેમ ? આપણે આવો બ્રાહ્મણ અવતાર આપણે શાને માટે વગોવીએ ? "

આગળ ચાલતાં લખે છે કે–

"બેટા! હવે શું લખું? હવે તું જો ભવાડામાંથી સીધો ઘેર આવી જા, ઉઘડતા લગ્ને તારૂં લગ્ન કરી નાંખીએ! મુંબાઈ જવાનું માંડી વાળજે, હવે હું મુંબાઇ તને જવા દેનાર નથી. બહુ ભણ્યોઃ હવે મારે કાંઇ તારી બાજરી ખાવી નથી. ઇશ્વિરે આપ્યું છે તે જ ખાઇશ તોજ બહુ છે?"

મ્હેં તેમને આ સાથેજ કાગળ લખ્યો છે. હું એવા લગ્નોમાં સંમત નથી. લગ્ન એટલે દલાલી નહિ. માબાપો શા માટે એવી રીતે દલાલી કરે છે! છોકરાંઓની જીંદગીનું સત્યાનાશ વાળી નાખે છે, હું તો તમનેજ ચાહું છું. મ્હારા હૃદય મંદીરમાં તમારી જ પ્રતિમા છે. જો તમે જોવા માંગો તો હું હૃદય ચીરીને બતાવી શકું. મ્હારા પિતાએ મ્હારી એ વેદના કયાંથી જાણે? હું એવા સડેલા લગ્ન કુંડનો ભોગ બની મ્હારી આહુતિ આપવા નથી ઇચ્છતો; હું તો મારી સહચારીણી ખોળું છું. દુષ્યન્તે જેમ જંગલમાંથી શકુતલા શોધી. તેમ હું મ્હારી શીરીન શોધું છું. તેનેજ મ્હારી કરીશ. આ ભવ જો આ સમાજ નહિ કરવા દે તો આવતા ભવઃ હું દુષ્યન્તની માફક ભૂલી શકીશ નહિ. એ તમે ખચીત માનજો.

તમે મારા માટે તમારા માતાપિતાને અને સ્નેહાળ ભાભીને છોડવા તૈયાર થયા છો, તો હું તરછોડું તેમાં મારી ફરજ છે.

હું તાઃ ૧૫મીએ તમને મુંબાઈ મળીશ. જો આ કાગળ પહોંચેતો ત્હમે મને વખત આપજો. કોઇ ન હોય તેમ થવું જોઇએ; નહિ તો તમારો કે મારો જાન જોખમમાં છે. હું આ કાગળ આપવા આવનારને ત્યાંજ ઉતરીશ; ત્યાંથી આપણે વડોદરા આવીશું. ને ત્યાં તમારી—તમે કહ્યું હતું તે પ્રમાણે શુદ્ધિ કરાવીને, આપણે વૈદિક લગ્ન ગ્રન્થીથી જોડાઇશું. પછી તો તમે મારા સરલાદેવી થશો? પત્રનો

જવાબ આપશો. નિશદિન તમારી તસ્વીર અંતર પટમાં તરવરે છે. ખરેખર પ્રેમ એ કોઈ અજબ છે. તમે મ્હને ભૂલી તો નહિ જ ગયા હોય.

તમારો નિશદિન જાપ જપતો
વિયોગી સ્નેહિ
**નગીન. એન. શેલત.**

(૭)

**અમદાવાદ તા.—**

**પૂજ્ય પિતાજી,—**

આપનો કાગળ મળ્યો, દર વખતે એ કાગળ પાછળ સ્નેહ હતો. આજે એ કાગળ પાછળ અમાપ ગુસ્સો છે, કારણ માત્ર એટલુંજ કે જે વાતો નાનપણમાં સાંભળી હતી, તે પ્રમાણે મેં આચરણ કર્યું, ગામમાં જે વાત ફેલાઈ છે તે વાત તદન સત્યજ છે. હું પારસી છોકરી સાથે પ્રેમમાં પડયો છું તેમા જરાય અતિશયોક્તિ નથીજ. પણ શું તે ગુન્હો છે? જે પ્રેમની વાતો નાનપણમાં તમે કહેતા હતા; રામ સીતાના સ્વયંવર માટે રામાયણ શું કહે છે? એ આપ સમજાવતા તેજ પંથે હું ચાલું તેમાં તમારી આબરુ કયાંથી બગડે? કઈ રીતે બગડી? શું રામને માટે દશરથ રાજાએ સીતા પસંદ કર્યા હતાં? શકુન્તલા માટે રૂષિએ તેનો પતી પસંદ કર્યો હતો? ના, તો પછી મારે માટે કન્યા પસંદ કર્યાનો તમને શો અધિકાર? મારે જેની સાથે જિન્દગી ભર પાનુ પડયું છે તે શું આપ શોધી આપો? તમે કહો છો કે બાપદાદા ગાંડા ન હતા. હું કહું છું કે પૂવજો ગાંડા ન હતા, કે તેણે રામસીતાના સ્વયંવરની પદ્ધતિ કરી હતી? તમે ને હું, આખો હિન્દુ સમાજ જેને દેવ માને છે, પૂજન કરે છે. તે શ્રી કૃષ્ણ ભગવાને શું કર્યું હતું પોતાની પ્રિયતમા રુક્ષમણીજીનું હરણ કર્યું હતુંને? હિંદુ શાસ્ત્રો એ લગ્ન પ્રણાલીકાનો પોકાર કરે છે તો પછી તમને શો વાંધો? મ્હેં મારા માટે લાયક જોડું શોધ્યું છે, સુખી થવા માટે તેને પરણું? તેમાં શું મારા

સુખ માટે ઝંખનારા મારા માતા પિતાજ નારાજ થાય, એ હું કેમ માનું ?

શીરીન્ એ હેતાળુ પારસી છોકરી છે. રૂપમાં મણા નથી પરન્તુ ગુણ તેટલાજ છે. મારા માટે આ જગતભરમાં એજ સાનુકુળ છે. તમે એ ન માનો મારા માટે તો તમે જેની સાથે મને પરણાવવા ઇચ્છો છો તે અનુકુળ છે. એમ લાગે, વળી તમારો એ થનાર વેવાઇ પટેલીઓ અને થોડોક વધુ પૈસાદાર હશે. એટલે તમે મને તેની સાથે પરણવાનું કહો છો. પરન્તુ મારા સુખનું શું ? આજના આપણા સમાજમાં દિનપ્રતિદિન સંસાર નિરસ કેમ લાગે છે ! દરરોજસ્ત્રીઓ કુવા અને બીજી રીતે આત્મઘાત શા માટે કરે છે ? પુરૂષોને પુછો તો કહે છે કે. "બળી આ જીંદગી !"

એમ આજકાલનાજ ઉછરેલા યુવાનો શા માટે કહે છે ? કારણ કોઇએય તપાસ્યું છે ? આખા દિવસની સખત મહેનત પછી થાકયો પાકયો બિચારો ઘેર આવે ત્યારે ઘર તેને મોત સમું લાગે ? કારણ કે તેના થાકમાં મદદ કરનારી સ્નેહરાણી ન હોય ! તમે કહેશો કે શું પગ દબાવે તોય ? હું કહું છું કે જીવન જેવું સુખી છે તેને તો કામ કરતાં પણ ઘર સાંભરે ! ઘર તેને પ્રાણ સમું વ્હાલું લાગે ! એ કયારે ? સમાજ પોતાની સડી ગએલી લગ્ન પ્રણાલિકા તોડી નાંખે ! જ્ઞાતિબંધનના સાંકડા વાડાઓ દૂર કરી વિશાળ દૃષ્ટિએ લગ્ન ભાવના કેળવે ત્યારે ?

તમે મ્હને નાનપણમાં ન પરણાવ્યો, તે માટે તમે પસ્તાવો કરો છો. હું કહૂં છું કે તે તમે ઘણુંજ સારૂ કર્યું. ! નહિ તો આજ એ દશા આવત કે એ પરણેતર બાળા—બ્હેન ને સમાજ પોતાની દૃષ્ટિએ વિધવા ગણત, બિચારૂં ઉછરતું કુમળું ફુલ મ્હારા પગ તળે ચગદાઈ જાત. અજાણતાંઃ સમાજ શીરેજ તેનો તમામ દોષ આવે. હું તેનો જવાબદાર ન હત. તેટલા તેમ થાત. કારણ કે લગ્ન

એટલે શું તે હું તે વયમાં સમજ્યોજ ન હત ત્યાં? પ્રભુએ તમને ઘણીજ સારી બુદ્ધિ આપી, તે માટે તે દયાળુ પ્રભુનો પાડ માનો: તમે હાલની લગ્ન પ્રણાલિકાથી કંટાળી ગયા છો, તેમ તમે જ આપણા ત્યાં મહેમાન આવેલા ત્યારે કહેતા હતા. તો પછી મને તને તેમાં શું કામ હોમો છો?

આજના છોકરાઓને ભણાવ્યા એટલે ફાટી ગયા! એ માન્યતા ભૂલ ભરેલી છે. આજનો યુવાન વર્ગ એ સમજતો થયો છે કે કયા પંથે પ્રયાણ કરવામાં કષ્ટ છે? કયાં સુખ છે? આજનો યુવાન વર્ગ હાલની આપણી લગ્નભાવનાને તિરસ્કારે છે. એ પ્રથામાંથી મુકત થવા માટે ફાંફાં મારે છે. જમાનો બંડ પોકારે છે. યુવાનો એ માર્ગે જવા તૈયાર થયા છે. જે લગ્ન સંસાર સાગર તરવાનું નાવડું નહિ. પણ પાપાચારનો અખાડો હોય. જે લગ્નભાવનાં અમુક સ્થળમાં થતા હોય એ લગ્ન છે. એમ કોઇપણ સમજુ માની શકે જ નહિ. આજ તો યુવાન નાના સરખા સંકુચિત દૃષ્ટિએ બંધાયેલા વાડામાં રહેવા માગતો નથી. પરન્તુ જ્યાં એને આનંદ અને ઉલ્લાસ લાગે, એનો અંતરાત્મા તેને જ્યાં દોરે ત્યાં જવા મથી રહ્યો છે. આ સ્વતંત્રતાના યુગમાં જીવવા મથતો હરકોઇ યુવાન એવી બેડીમાં કેમ જકડાય? હું એજ યુગનો યુવાન છું. હું કેમ એવી બેડીમાં પડું? જાણી જોઇને ગુલામી વ્હોરી લઉં? એક રસ કવી કહે છે કે:—

યુવાન કોલેજમાં શકુંન્તલાના પ્રેમ મંત્ર ભણતો હોય, કોઇ રસ કવીને ચુમવા મથતો હોય ત્યાં તેના પિતા તેણે સ્વપ્નમાં પણ ન જોઈ હોય, સાંભળ્યું પણ ન હોય, તેવી છાણા વીણતી છોકરી સાથે પરણાવે? પરિણામે તેમનો સંસાર વિષમય થાય-કાંતો યુવક પછી દિનપ્રતિદિન બગડતો જાય. અર્થાત પેલી બાળા કુવાનો ભોગ બને! કોના પાપે? માત્ર માબાપોએ કરેલી દલાલીના પરિણામે—એક ત્રણ પૈસાની ઘરમાં. બજારમાંથી ખરીદવાની વસ્તુ ખરીદતી વખતે તેને

આમ તેમ ફેરવી ફેરવીને જોયા પછી જ્યારે ખરીદો છો ત્યારે પુત્ર માટે કન્યા જોતી વખતે એટલી પણ ફુદસદ નથી મળતી !

પ્રભુએ માબાપોને પરવાનોજ આપ્યો હોય તો કોણ જાણે ? હવેના યુવાનોએ એ સડી ગયેલી પ્રણાલીકા સામે બંડ પોકારવું જોઇશે. જરૂર !

માબાપોએ ગોઠવેલા દલાલોને એકી સપાટે તોડી નાખવા પડશે તે વિના આજના યુવકનો ઉદ્ધાર નથી. હું તે માનું છું.

તા ૧૫ મીની રાત્રે હું અહીંથી મુંબાઇ જઇશ. ત્યાંથી આવ્યા પછી હું ત્યાં આવવાનો વિચાર કરી રહ્યો હતો. તેવામાં તમારો પત્ર આવ્યો. હું જો એની સાથે લગ્ન કરૂં તો ગામમાં પગ ન મુકવા દો એ પણ વાંચ્યું એટલે ત્યાં આવું શું કામ ? ત્હમારા સ્નેહ તળે ઉછરેલું ફુલ આમ તમેજ છુંદી નાખો ત્યાં કોનો વાંક ? મારી માતાને મ્હારા પ્રણામ કહેશો. દૂર દૂરથી પણ અમારી ઉપર આશીર્વાદ વરસાવજો. તમારી ગાળો પણ અમારે મન પ્રવાહ વાળી સરિતા છે. અમે તેમાં ગૌરવ પૂર્વક સ્નાન કરશું ને પવિત્ર થાશું. નાત જાત કે સમાજ મ્હારા સુત્રમાં આડો આવતો હોય તો મારો ધર્મ છે કે મ્હારે તેનો છેદ કરવો.

સર્વને મારા સાષ્ટાંગ પ્રણામ વ્હાલ સોયી મારી માતાને વંદન હું તેની કુખ દીપાવું છું. જગતને બતાવીશ કે આ પંથે ગયા વિના સુખ નથી. એજ છેવટનો પત્ર પુરો કરૂં છું.

ત્હમારાથી—
તિરસ્કારાયેલો—
**નગીન.—**